# સુરતમાં મહાત્મા ગાંધીજીનાં ભાષણો.

## (૧)

## સ્ત્રીસભામાં આપેલું ભાષણ.*

બ્હેનો,

આજે તમારાં દર્શન કરીને હું મને પોતાને ભાગ્યશાળી સમજું છું. હજી એવો સમય નથી આવ્યો કે આપણે માત્ર વાતો કરીને શાંતિ રાખી શકીએ. હિંદુસ્તાનમાં આપણે સારૂ એવો અવસર છે કે પોતાને ભાગે જે કાર્ય આવે તે આપણે કરવું. આપણે બોલીને છુટી શકતા નથી, કાવ્યો ગાઇને પણ છુટી શકતા નથી. બોલવું ગાવું એટલે દરજ્જે જરૂરી છે કે જેટલે દરજ્જે આપણે કાર્યને માટે સાવધાન થઈ શકીએ. જો આપણે બોલવાથી કે ગાવાથીજ સંતોષ માની લઇએ તો દશા હાલ કરતાં ખરાબ થાય એમાં મને શંકા નથી. આપણે આપણું કર્ત્તવ્ય મુંગામુંગા કરવું ને કાર્યનેજ બોલવા દેવું જોઇએ.

હિંદુસ્તાનની આખી પ્રજા પાસે સત્યાગ્રહ મૂકવામાં આવ્યો ત્યારે હિંદની દશાની મને પોતાને ખબર ન પડી. એથી સત્યાગ્રહે બીજી દિશા પકડી. સત્યાગ્રહ એટલે વિનયપૂર્વક સરકારી કાયદા તોડવા એટલુંજ જો બ્હેનો સમજી છે તે સત્યાગ્રહનો અર્થ નથી સમજી શકી. સત્યને એટલા

---

* આ ભાષણ મહાત્માજીએ તા૦ ૨૬-૫-૧૯ને રોજ સુરતમાં માળવીની વાડીમાં મળેલી ૧૫૦૦ સ્ત્રીઓની સભામાં આપ્યું હતું.

જોરથી પકડી રાખવું કે આપણો હાથ તૂટી પડે તોપણ તે ન છોડીએ: સત્યને હૃદયમાં એટલે દરજ્જે કોરી રાખીએ કે તે સિવાય બીજું કંઈ શ્રેય નથી, એમ આપણને ભાસે, આ સત્યાગ્રહનો અર્થ છે.

સત્યને અર્થે કેટલીક વખતે કાયદાઓનો ભંગ પણ કરવો પડે છે. એવો સમય રૉલેટ કાયદા વિષે આવી ગયો માટે મેં તેવી સૂચના કરી. એ કાયદાનો ભંગ કોણ કરી શકે, ક્યારે કરી શકે એ બે પ્રશ્ન વિચારવા જોઈએ. પણ લોકો તે સમજ્યા નહિ: જેવું બાઈઓ સમજી શક્યા છે તેથી વિશેષ બ્હેનો સમજી છે. બ્હેનોથી વિશેષ બીજું શું થાય? એમ કેટલાક કહે છે, પણ એ ભૂલ છે. હું પોતે એમ માનનારો છું કે સ્ત્રી પુરૂષ બન્નેને સરખા હક્ક છે, પણ સ્ત્રીએ એક હક વધારે ભોગવેલો છે અને તે સહન કરવાનો. દુનિયામાં સ્ત્રીના જેટલું પુરૂષે નથી સહન કર્યું. નમ્રતા સ્ત્રીએ બતાવી તેટલી પુરૂષે નથી બતાવી.

અત્યારે તો હું એટલુંજ કહેવા ઇચ્છું છું કે રૉલેટ કાયદા વિષેનો સત્યાગ્રહ બંધ નથી થયો. સત્યાગ્રહપ્રતિજ્ઞાપત્ર પર સહી કરનાર બ્હેનોની સંખ્યા સુરતમાં કે બીજે બધે ઓછી છે. સત્યાગ્રહનો સૂર સ્ત્રી, પુરૂષ, હિંદુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તિ બધામાં વ્યાપી રહેલો છે અને તેથીજ દુઃખ આવી પડે છે. એ સૂર વ્યાપ્યો છે તેટલે દરજ્જે તેની પરીક્ષા નથી થઇ. એ સૂર સમજાય અથવા ન સમજાય તોપણ જેણે સત્યાગ્રહની પ્રતિજ્ઞા લીધી છે તે છુટી શકે નહિ.

કાયદા ક્યારે તોડી શકાય અને કાયદાને માન આપવામાં ક્યારે સત્યાગ્રહ રહેલો છે તે પણ જોવું જોઇએ. અત્યારે તો કાયદાને માન આપવામાં તે નથી અને સામે થવામાં પણ નથી. જેમ રાજાની સામે તેમ પ્રજાની સામે પણ વખત આવે સત્યાગ્રહ કરવો ઘટે. જ્યારે દેશમાં સત્યાગ્રહ ચાલતો હોય ત્યારે કોઇથી ખુનામરકી ન થાય એ હસી કાઢવા જેવી વાત નથી. આખા દેશમાં એમ તે થતું હશે એવો સવાલ પૂછાય છે. સત્યાગ્રહ ચાલતો હોય ત્યારે જો પ્રજા સત્યાગ્રહપર શ્રદ્ધા રાખતી હોય તો તે ફક્ત પરત્વે કોઈ પણ માણસના જાનમાલને ઈજા ન પહોંચાડી શકાય એ સમજી લેછે. હિંદુસ્તાન એમ સમજી ગયું પણ છુટી છવાઈ જગ્યામાં ન સમજાયું. તો હવે ભૂલ્યા ત્યાંથી ફરી ગણવું. હમણા પ્રજાને

આપણે બતાવી રહ્યા છીએ કે આ લડતને અંગે જ્યાં સુધી કોઇ પણ માણસને ઇજા નહિ કરીએ એવી શ્રદ્ધા ન આવે ત્યાં સુધી સત્યાગ્રહ કરવો અશક્ય છે. હું આ વિષયમાં તમને જંજાળમાં નથી ઉતારતો. કોઇને એમ શંકા ન આવે કે સત્યાગ્રહ તો બંધ થઇ ગયો છે. એ તો જે વખતે રોલેટ કાયદા સરકાર ખેંચી લેશે ત્યારે બંધ થઇ શકશે.

આ ઉપરાંત એક બીજી વાત મારે તમારી પાસે કરવી છે, એ સત્યાગ્રહ જેટલીજ અગત્યની છે. સત્યાગ્રહમાંથી એ ઉત્પન્ન થાય છે. પણ રોલેટ કાયદાના સત્યાગ્રહમાંથી નહિ. સત્યાગ્રહ ચાલુ થાય ત્યારે સ્ત્રી પુરુષો સત્યનો વિચાર કરતાં થઇ જાય છે. સત્યનું જરાપણ પાલન આપણે કર્યું હોય તો આપણી અને આપણી આસપાસની અપૂર્ણતા દૂર કરવાનું આપણને સુઝે છે. એવી અપૂર્ણતા સ્વદેશીના ભંગની છે. સ્વદેશીવ્રત એટલે શું ? એનો અર્થ એ કે જે વસ્તુઓ હિંદુસ્તાનમાં બની શકે તેવી હિંદુસ્તાનની બહાર બનેલી વસ્તુનો ઉપયોગ ન કરીએ. એટલુંજ નહિ પણ આપણી હાજતની ન હોય એવી હિંદ બહારની વસ્તુનો ત્યાગ પણ કરીએ. જરૂરિઆતની ચીજ એટલે કે અનાજ ન પાકે તો આપણે બહારનું જરૂર લઇએ. પહેરવાનાં વસ્ત્ર જેનાથી આપણી મર્યાદા ઢાંકી શકીએ, એમ ઢાંકી શકીએ તે ન મળે તો જરૂર બહારનાં લઇએ. હિંદુસ્તાન એવો દેશ છે કે જ્યાં જરૂરિઆતની સર્વ વસ્તુ મળે છે. દાંત આપેલા છે તે ચાવણું પણ આપી રહેશે. ગુજરાત એવો ફળદ્રુપ પ્રદેશ છે કે જ્યાં દુકાળજ ન હતો. અહિં અલ્પ પ્રયાસે અનાજ પાકી શકે છે એટલે ભૂખમરાનો પુરો ખ્યાલ આપણને નથી, પણ ગુજરાત એ હિંદુસ્તાન નથી. આખા હિંદુસ્તાનમાં ઘણાં સ્ત્રીપુરૂષોને એકજ વખત ખાવાનું મળે છે અને તેમાં પણ દાળભાત ઘી નથી મળતાં. સૂકો રોટલોજ મળે છે. ઘીની તો ગંધ પણ નથી મળતી, સારાં સારાં અથાણાંને બદલે મેલું મીઠુંજ મળે છે. આ હિંદુસ્તાનમાં એક સમય એવો હતો કે જ્યારે અહિં ભૂખમરો ન હતો. આપણા મહાન નેતા સર શંકર નાયરે એક લેખમાં લખ્યું છે કે સો વરસ પહેલાં હાલનો ભુખમરો ન હતો. હાલની આ સ્થિતિનું એક કારણ આપણે સ્વદેશીવ્રતનો ત્યાગ કરેલો છે તે છે. આપણા પોતાના મજુરો, કારીગરો ભૂખે મરે અને આપણે બહારથી ચીજો મંગાવીએ એ પાપના બદલામાં ભૂખમરો ન હોય તો શું હોય? એ પાપ દૂર કરવા હિંદની

પ્રજા પાસે સ્વદેશીવ્રત મેં મુકેલું છે. એ એવું ભારે વ્રત નથી કે જે ન પાળી શકાય. હિંદમાં અનાજ મુકીને મોટામાં મોટી જરૂરિઆતની વસ્તુ કપડાં છે. એને માટે ગઇ સાલમાં આપણે ૬૦ કરોડ રૂપિયા હિંદુસ્તાન બહાર મોકલી દીધા. એનો વિચાર કરીએ તો આપણને શરમજ આવે.

અમદાવાદ પાસે બાવળા ગામ છે. ત્યાં દુકાળમાં કેટલાંક લોકો કમાણું મફત અનાજ નથી લેતા. સુતર કાંતીને મજુરી લે છે. આથી તેઓ બોજારૂપ નથી થતા. એ લોકોએ મજુરી પણ કેવી કરી? સડકો બનાવવાની નહિ. સડકો બનાવવા કરતાં અનાજ પેદા કરવું એ પહેલું કામ છે. તેની સાથે વસ્ત્ર પેદા કરવાં એ બીજું કામ છે. હિંદુસ્તાનમાં ભૂખમરો અનાજની અછતને લીધે નહિ પણ પૈસાની અછતને લીધે છે. જ્યારે સ્ત્રીઓ ફરીથી સુતર કાંતતી થશે ત્યારે હિંદુસ્તાન ચઢશે ને શોભીતું થશે. એ શોભા જાપાન અગે ઇંગ્લાંડની સાડીથી નહિ મળે. તમારો ધર્મ એ સાડીથી નથી સાચવી શકતાં. પરદેશી સાડી પહેરવામાં હું તો અધર્મ માનું છું. બ્હેનોને મારી આગ્રહપૂર્વક વિનતી છે કે તમે એ અધર્મ છોડી દો. કેટલીક બ્હેનો કહે છે કે અમે શું કરીએ? અમે તો પરાધીન છીએ. જ્યારે કેટલાક પુરૂષો કહે છે કે સ્ત્રીઓ ઠાઠ નથી છોડી શકતી. તેથી અમે નાચાર છીએ. ત્રણ ચતુર્થાંશ પૈસા તો તેમના કપડાંના જાય છે માટે તું પ્રથમ સ્ત્રીઓને સમજાવ. હું ઘણી બ્હેનોને મળેલો છું. મેં પણ ઘરસંસાર ચલાવેલો છે. મારી સ્ત્રી કરતાં હું પરાધીન રહેલો જણાયો છું. આશ્રમમાં એક ઢેડ બંધુને રાખ્યા ત્યારે મારી પરાધીનતા જણાઈ. હું મારી સ્ત્રીને મારી સાથે દોરી શકયો નહિ ત્યાં સુધી હું શાંતિ નહિ પામી શકયો.

જેમ તમે સુંદર ભોજન તૈયાર કરો છો તેથી બહારથી આણેલું તમો પસંદ નહિ કરો. તેમજ તમારાં કપડાં તમે તૈયાર કરશો ત્યારે તમને બહારથી આવેલાં નહિ ગમે. બધી સ્ત્રીઓ આમ ન કરી શકે એ સમજાય તેવું છે. તેઓ ધોબી હજામ વગેરેની પેઠે પોતાનો વણકર પણ રાખી લે. હિંદુસ્તાનમાં એક વખત એવો હતો—અને તેને બહુ વરસ નથી થઇ ગયાં,—કે જ્યારે તે પોતા માટેનું કાપડ પેદા કરતું અને બહાર પણ મોકલતું. અત્યારે એવી દશા છે કે આપણી

જરૂરિઆતનો ચોથો ભાગજ આપણે પેદા કરી શકીએ છીએ. એના કરતાં વધુ શરમ આપે એવું શું છે? તે વખતે આપણી બધી સ્ત્રીઓ, શાહુકાર સ્ત્રીઓ, ગૃહસ્થ સ્ત્રીઓ પણ પોતાના ઘરની અંદર રેંટીઓ રાખીને એનું મધુર ગાન સાંભળ્યા કરતી ને સુતર કાંતતી. રેશમ જેવી લાગતી સાડી તેમાંથી થતી. અત્યારે બ્હેનો સારાં સારાં ભોજન બનાવવામાં વખત ગાળે છે અને તેમાંથી વખત બચે તો વાતોમાં ગાળે છે. આપણે ભોજન માટે જીવતા નથી. જીવવા સારૂ અલ્પ ભોજન મળી રહે તેમાં આપણે સંતોષ માનવો જોઇએ. હિંદુસ્તાનની પ્રજા હીન થતી જાય છે. બાળકો સુંદર હોવાને બદલે રેંજીપેંજી, ધકકો મારે ને પડી જાય એવાં દેખાય છે. એનું કારણ આપણા મોજશોખ છે. આપણે મોજશોખ એવાં કરીએ અને ભોજન એવાં લઇએ કે જેથી શરીરને નુકસાન ન થાય અને આપણે શૂરવીર થઇએ. તમો ભોજનની સામગ્રીમાંથી ને વાતોમાંથી વખત બચાવીને ઘરમાં રેંટીઓ દાખલ કરી સુતર કાંતો તો મોટી મીલો સાથે હરિફાઇ કરશો. તમો સાળમાંથી કપડાં તૈયાર કરશો ત્યારે હિંદનો છુટકારો નજીક આવશે, ત્યારે હિંદમાં ધર્મ આવશે, ત્યારે હિંદમાંથી ભૂખમરો જશે.

તમારા વણકરની સાડી જેવી મળે તેવીથી પ્રથમ ચલાવી લેશો. સારી ન લાગે તો તેને કહેશો. મારાં કપડાં કોણે બનાવી આપ્યાં છે? ગંગા બ્હેને. એ ગંગા બેન વીજાપુરમાં બેઠાં છે. તેમણે પ્રથમ મને જાડી ખાદી આપી. તે મેં ભાવથી પહેરી. મેં તો ઉનાળા માટે પાતળીની માગણી પણ ન કરી. છતાં બ્હેનને ભાઇની દયા આવી. તેણે કરગરીને વીજાપુરની સ્ત્રીઓ પાસે ઝીણું સુતર તૈયાર કરાવ્યું. એમ આપણે અરસપરસ પ્રેમથી કામ કરી શકીએ અને આપી શકીએ. જયાં પ્રેમ છે ત્યાં ધર્મ છે. એમાં સત્યાગ્રહ રહેલો છે. સુરતના વણકરનાં ઘર તમે પૈસાથી ભરો. તેમને તમે કહો કે સુતર વિલાયતી કે જાપાનનું નહિ પણ અમે જે આપીએ તેનુંજ કાપડ વણો. ત્યારેજ સ્વદેશીવ્રત પાળ્યું કહેવાય. સ્વદેશીવ્રતની નકલ તમારી પાસે આવી ગઈ છે. એમાં પહેલું વ્રત લખેલું છે એ આપણે પાળી શકીએ. એ જીંદગીને સારૂ અને અમુક મુદતને સારૂ પણ લઇ શકાય છે. આપણે એવા કંગાલ છીએ કે મીલ વગર સુતર મેળવી શકતા નથી. અહિં સોએ પચ્ચોતેર કરતાં વધારે બ્હેનોની સાડી મીલમાં વણાયલી જોઉં છું, એ શરમાવા જેવું છે. આપણો કારીગરવર્ગ સંચા પાસે જડ જેવો

ઉભો રહે એ ઇચ્છવા જેવું નથી. જેમાં તે પોતાની કળા દાખવી શકે, જેમાં તે પોતાનો આત્મા રેડી શકે તે સાડી પહેરવામાં ધર્મ રહેલો છે.

તમે સુંદર દિવસ શોધીને પ્રતિજ્ઞાપત્રપર સહી કરજો. આપણાં શાસ્ત્રો તો કહી રહ્યાં છે કે સુંદર દિવસ, સુંદર ચોઘડીઉં તો તેજ છે કે જે ક્ષણે સારૂં કામ સૂઝે. એને માટે જોષી પાસે જવાનું ન હોય. બુરૂં કામ કરવું હોય તો જોષી પાસે જવું. ત્યારે પણ જોષી એવો શોધવો કે જે બુરા કામ માટે કોઈપણ ચોઘડીઉંજ ન બતાવે.

હિંદુસ્તાનની દશા એવી નથી કે મારે કે બીજાએ ભાષણ કરવું ને તમારે સાંભળી રહેવું. અત્યારે તો આપણે કાર્ય કરવાનું છે. આમાંથી કેટલીક બ્હેનો પણ રૂ કાંતતી ને કપડાં વણતી થશે ત્યારે હું કૃતાર્થ થયલો માનીશ.



(૨)

# શહેરીઓની સભામાં આપેલું ભાષણ.

**પ્રમુખ સાહેબ, ભાઇઓ અને બ્હેનો,**

હું સાંભળું છું કે-આખા હિંદુસ્તાનની તરફથી-મારે કાને વાતો આવ્યા કરે છે કે હિંદુસ્તાનમાં સત્યાગ્રહ બંધ થઇ ગયો છે. આ વાત કેવળ વગર સમજથી પેદા થએલી છે. સત્યાગ્રહ શું છે એ હજી સુધી હિંદુસ્તાનમાં સત્યાગ્રહીઓ પણ પૂરું સમજી શક્યા નથી એમ હું જોઈ શકું છું, તો પ્રજાનો બીજો ભાગ જેણે સત્યાગ્રહનો અભ્યાસ નથી કર્યો, જેણે સત્યાગ્રહની પ્રતિજ્ઞા નથી લીધી તે આ ન સમજી શકે એ સમજી શકાય એવું છે. એ વાત મારે પ્રથમથી જોવી જોઈતી હતી તે હું ન જોઇ શક્યો એ મેં ભૂલ કરી, એ મેં કબૂલ કરી દીધું છે. એ ભૂલનો કોઇ એવો અર્થ નહિ કરે કે સત્યાગ્રહ એક ક્ષણ પણ બંધ થઇ શકે. સત્યાગ્રહની જેણે પ્રતિજ્ઞા લીધી છે તે અને જેઓ એનો અર્થ બરાબર સમજી શક્યા છે તે જાણશે કે સત્યાગ્રહ ક્ષણ પણ બંધ નથી થયો. એનો અર્થ સમજાવવા હું પ્રયત્ન કરીશ.

પ્રતિજ્ઞામાં એમ સૂચવેલું છે. કે જ્યાં સુધી રૉલેટ કાયદા રદ ન થાય ત્યાં સુધી કમિટી ઠરાવે તે તે કાયદાનો સવિનય ભંગ કરાશે પણ આ તો આપણી પ્રતિજ્ઞાનો એક જ ભાગ છે અને એ અલ્પ ભાગ છે; અને કાયદાઓનો સત્યાગ્રહી ભંગ કરી શકે તે પહેલાં તેનામાં કેટલાક ગુણ હોવા જોઇએ. સત્યાગ્રહનો પ્રથમ ભાગ શું છે તે પ્રથમ વિચારવું જોઇએ અને એ જ્યાં સુધી વિચારી ન શકીએ, એનો અમલ ન કરીએ ત્યાં સુધી કાયદાનો ભંગ નિરર્થક છે. એ વસ્તુ વિચાર કરવાની અને અમલ કરવાની છે. આ કાયદા રદ કરાવ-

---

* મહાત્માજીએ આ ભાષણ તા૦ ૨૯-૫-૧૯ને રોજ સુરતમાં તિલક મેદાનમાં મળેલી આઠ દસ હજાર માણસોની સભામાં આપ્યું હતું.

વવા જે પ્રવૃત્તિ ચાલે તેને અંગે સત્યનો જ પ્રયોગ કરવો. એ સત્ય માત્ર કહેવામાંજ નહિ પણ કરવામાં. એ એક વસ્તુ. અને બીજી વસ્તુ એ છે કે સત્યાગ્રહ કરતાં કોઈનાં જાન અને માલમિલ્કતને ઈજા ન કરવી. મને એમ ભાસે છે કે આ બે વસ્તુનું શુદ્ધ પાલન સત્યાગ્રહી પણ નથી કરી શકયા. મારી શ્રદ્ધા છે કે બે હજારથી વધારે સત્યાગ્રહીઓ હિંદુસ્તાનમાં જૂદે જૂદે ઠેકાણે રહેલા છે તેમણે એ વ્રતનું બરાબર પાલન કર્યું હોત તો બન્યા છે તે બનાવો ન બનત. એમના સત્યાગ્રહનો પ્રભાવ આખા હિંદુસ્તાન ઉપર એટલો બધો પડત કે હિંદુસ્તાને એનો બરાબર અર્થ સમજી લીધો હોત. પણ તેની સાથે કબૂલ કરૂં છું કે એવો સત્યાગ્રહ પાળવો કઠણ છે. કોઇને પણ ઇજા નહિ કરવી એનો અર્થ તો એ કે આપણા મનમાં પણ વેરભાવ ન ઉપજે. એ વેરભાવ ઉત્પન્ન ન થાય ને આપણે અન્યાય અને અન્યાયીની વચ્ચે ભેદ રાખી શકીએ તેને માટે તપશ્ચર્યાની જરૂર ,છે. એટલે કે આપણે અન્યાયની સામે સર્વથા થઇએ તે વખતે પણ અન્યાયીના તરફ વેરભાવ ન રાખીએ અને એ સત્યાગ્રહનું મૂળ લક્ષણ છે. એ લક્ષણ ન જાળવી શકીએ ત્યાં સુધી સત્યાગ્રહ નબળા માણસનું હથિયાર હોય છે, કેમકે જગતમાં નબળા માણસોજ વેરભાવ રાખે છે; અને સબળાજ તેનો (વેરભાવનો) ત્યાગ કરી શકે છે. સબળો એટલે શરીરબળવાળો નહિ. સબળો પુરૂષ અને સબળી સ્ત્રી તેજ કે જેને મરતાં આવડે છે. એટલે અર્થ એ થાય છે કે આપણે સત્યને વળગી રહેતાં નિર્ભયપણે મરી જવુ અને મરતાં મરતાં પણ જેની સાથે સત્યાગ્રહ કરી રહ્યા હોઇએ તેના પ્રત્યે વેર કે ક્રોધ ન રાખવાં. એ હું કહી ગયો તેમ બહુ મુશ્કેલ છે. :અત્યારે એ વસ્તુનો પ્રચાર આપણે કરી રહેલા છીએ. સત્યાગ્રહને અંગે જે બીજી પ્રતિજ્ઞા નીકળેલી છે એ આ પ્રચારનું સાધન છે. એટલે કે આપણે પ્રજા સમક્ષ કહી રહ્યા છીએ કે એના પર સહી કરીને સત્યાગ્રહ ચાલતો હોય ત્યારે સત્યને પ્રજાએ વળગી રહેવું જોઇએ. જો પ્રજા એ તત્ત્વનો ઇન્કાર કરે તો કરી શકે છે. પરંતુ એ વખતે પણ સત્યાગ્રહીને દેવાળું કહાડવાપણું નથી. સત્યાગ્રહીનો ખજાનો અખૂટ છે. સત્યાગ્રહીનો પ્રયત્ન તેના મરણ સાથેજ બંધ રહે છે. પણ જે વખતે પ્રજા આ વસ્તુથી વિમુખ રહે ત્યારે બીજા ઉપાયો શોધવા જોઇએ. અત્યારે સુરતની પ્રજાનો આટલો મોટો ભાગ અહીં એકત્ર થયો.

છે. મને સરઘસો પસંદ નથી; તેથી જરા પણ આનંદ થતો નથી. છતાં આજે સરઘસ જેવું થઇ ગયું એ પ્રજાનો ભાવ સૂચવે છે, મોહ સૂચવે છે અને એ એમ પણ સૂચવે છે કે પ્રજા સત્યાગ્રહની સાથે છે. પ્રજા વખતોવખત સત્યાગ્રહની સાથે છે એવી નિશાની આપ્યા કરે તો તેમના તરફથી એ આશા રાખવાનો આપણને અધિકાર છે કે સત્યાગ્રહ ચાલે ત્યારે તે ખુનામરકી ન કરે. જો તે એમ ન કરી શકે તો પ્રજાએ સત્યાગ્રહીનો અને મારો ત્યાગ કરવો જોઇએ. એમ કરવા છતાં સત્યાગ્રહ તો અટકી શકતો નથી અને જ્યારે પ્રજા સત્યાગ્રહને મદદ આપશે અગર તેનાથી વિમુખ થશે ત્યારે ફરી સત્યાગ્રહ ચાલી શકે છે. હું પ્રજાને કહેવા ઇચ્છું છું, શ્રદ્ધાપૂર્વક કહેવા ઇચ્છું છું કે જો પ્રજા સત્યાગ્રહનુ સ્વરૂપ સમજી શકે તો કાયદાનો સવિનય ભંગ કર્યા વિના રૅાલેટ કાયદા રદ થાય. એક ઘડીભર આપણે એ કાયદાની ઉત્પત્તિનો વિચાર કરીશું. એ ઉત્પત્તિ સરકારના પ્રજા ઉપરના અવિશ્વાસમાં રહેલી છે, અને એ અવિશ્વાસનું કારણ હિંદમાં છુટું છવાયું અપાયું છે. છતાં મેં ઘણી વખત કહ્યું છે કે એ કારણો એવાં સબળ નથી કે જેથી સરકારે રૅાલેટ કાયદા જેવો ભયંકર કાયદો કરવો જોઇએ મેં તો આગળ વધીને એટલે સુધી કહ્યું છે કે ગમે તેવાં સબળ કારણ હોય તોએ જે સરકાર આવો ભયંકર કાયદો કરે તેની કારકીર્દી અત્યંત કઠિન થઈ પડે. અત્યારે આપણે એ જોઇ રહ્યા છીએ. એવી સ્થિતિમાં જો પ્રજા બતાવી શકે કે આપણે ક્રોધ, વેરભાવ નથી કરતા તો તેનો સરકાર ઉપર કેટલો પ્રભાવ પડે તે જોવું એ ત્રિરાશીના દાખલા જેટલું સહેલું છે. પણ બધા સત્યાગ્રહી ન થઇ શકે એ દેખીતું છે. પણ સત્યાગ્રહી જ્યારે તેના કાર્યનો પૂરો અર્થ સમજે ત્યારે પ્રજા સહેજે શાંતિ જાળવે! એટલે કાયદાનો ભંગ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય, ત્યાં સુધી નહિ. પણ એ ઉપરથી કોઇએ એક ક્ષણ પણ ભડકવાનું કારણ નથી કે આને માટે હજારો વર્ષ જોઇએ. મારો પોતાનો સત્યાગ્રહની સબળતા વિષે એટલો બધો વિશ્વાસ છે કે એને શુદ્ધગતિ મળ્યા પછી આખા હિંદુસ્તાનમાં પ્રસરી જતાં વાર નથી લાગવાની. એથી મારી શ્રદ્ધા છે કે આપણે જુલાઇની પહેલી તારીખે કાયદાનો સવિનય ભંગ કરી શકીશું. હજુ સુધી મેં એવું કાંઇ જોયું નથી કે જેથી એ વિચારમાં હું ચલિત થાઉં. એટલુંજ નહિ પણ હું

જે જે અનુભવી રહ્યો છું તે પરથી માનું છું કે હિંદુસ્તાન સત્યાગ્રહ સમજી ગયેલ છે. હું એમ મનાવવા નથી ઇચ્છતો કે હિંદુસ્તાન સત્યાગ્રહનું પાલન કરવા તૈયાર થઇ ગયો છે. પણ હું એમ જરૂર કહેવા ઇચ્છું છું કે જ્યારે સત્યાગ્રહીઓ કાયદાનો સવિનય ભંગ શરૂ કરશે ત્યારે હિંદ શાંતિ જાળવશે અને ખામોશ પકડશે. મારી તેની સાથે ઉમેદ છે કે આ સવા મહિનો રહેલો છે એમાં આપણે સરકારની ઉપર એવી છાપ પાડી શકીએ કે જેથી એ રોલેટ કાયદાને દૂર કરવા સત્યાગ્રહની શરૂઆત કરવાની પણ જરૂર ન પડે. એ ફરજ મારા અને તમારા ઉપર છે. એ ફરજ આપણે બધા ભાઇઓ અને બ્હેનો અદા કરીએ એમ ઇચ્છું છું. આ સત્યાગ્રહની એક વાત કરી.

હું મુંબઇમાં અને બીજે ઠેકાણે કહી ચુકેલો છું કે જ્યારે સત્યાગ્રહ ચાલે છે ત્યારે કાયદાના ભંગમાંજ સત્યાગ્રહ નથી સમાતો. અથવા એકજ વસ્તુમાં સત્યાગ્રહ નથી ચાલતો. સત્યાગ્રહનો વ્યાપક સ્થિતિમાં એટલો વિશાળ અર્થ છે કે તેમાં અનેક બાબતોનો સમાવેશ થાય છે અને તેમાંની એક બારેમાં બારે સ્વદેશી છે અને તે આપણી રોલેટ કાયદા વિષેની જે અલ્પ પ્રવૃત્તિ છે તેથી એ બારે છે. તેને રોલેટ કાયદાની ચળવળ સાથે સંબંધ નથી સ્વદેશીવ્રત સૌ ભાઇઓએ જોયેલું હોવું જોઇએ. એ વ્રત બે પ્રકારનું છે. તેમાંનું એકજ કીમતી છે. બીજું પ્રમાણમાં થોડું ગણાય. પહેલું વ્રત એ છે કે હિંદનાજ રૂ, ઉન અગર તો હીરનો જે તાંતણો બન્યો હોય તેના હિંદમાં વણેલ કાપડનો ઉપયોગ કરવો. તે કાપડ ભલે હાથથી કે મિલમાં બનેલું હોય આ પહેલું વ્રત છે. એ પાળવું આપણો ધર્મ છે. એ ન પાળી શકીએ તો બીજું વ્રત છે. પણ એ આપણી નબળાઇની નિશાની છે. જો આપણે પહેલું વ્રત પાળીએ તો તેમાં બીજી ફરજ પેદા થાય છે. હિંદુસ્તાનની જે કફોડી દશા, સો દોઢસો વર્ષ થયાં વરત્યા કરે છે તે સ્વદેશીના ત્યાગને લીધે છે. પહેલાં આપણે હિંદુસ્તાનનું બધું કાપડ હિંદમાંજ પેદા કરતા હતા અને નિકાશ પણ કરી શકતા. ત્યારે આજે આપણી જરૂરિઆતનો ¼ ભાગજ પેદા કરીએ છીએ. એટલે આપણે આપણી ¾ ફરજ અદા નથી કરતા અને ત્રણ કરોડ કરતાં વધારે માણસ ભૂખે મરે છે. આ ભૂખમરાનાં બીજાં પણ કારણો છે. પણ એનું મોટામાં મોટું કારણ આપણે સ્વદેશીવ્રતનો